ॐ

॥ श्री गणेशाय नमः ॥

॥ यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥

# सुकन्या–सावित्री.

નાટકનાં ગાયનો.

મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે

રચી પ્રસિદ્ધ કરનાર

સ્વ. મૂળજીભાઈ આશારામ ઓઝા.

પ્રકાશક

[illegible]લાલ મૂળજીભાઈ ઓઝા.

ભારતભુવન થીએટર, ઘીકાંટા, અમદાવાદ.

( મોરબી આ૦ સુ૦ નાટક મંડળીના માલીક. )

આવૃત્તિ ૯ મી પ્રત પાંચ હજાર.



આ પુસ્તક શ્રીજૈન એડવોકેટ પ્રીં. પ્રેસમાં શા. ચીમનલાલ ગોકળદાસે છાપ્યું. ઘીકાંટાવાડી–અમદાવાદ.

સંવત્ ૧૯૭૭, સને ૧૯૨૧.

મૂલ્ય ચાર આના.

મોરબી નાટક કંપનીનાં

# સચિત્ર મોટાં પુસ્તકો.

હરેક કોમની સ્ત્રીઓને સદ્‌બોધ ગ્રહણ કરવા યોગ્ય

પાતિવ્રત્ય પ્રભાવદર્શક અત્યુત્તમ પુસ્તકો.

સુકન્યા—સાવિત્રી નાટક—(રંગબેરંગી બાવીસ સુંદર ચિત્રો સહિત.) મૂલ્ય રૂ. ૧-૮-૦

મહાસતી અનસૂયા નાટક—(નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કરેલું સુંદર ચિત્રો સહિત.) મૂલ્ય રૂ. ૧-૮-૦

ભર્તૃહરિ નાટક (સચિત્ર) મૂલ્ય. રૂ. ૧-૮-૦

ચાંપરાજ, ત્રિવિક્રમ, ત્રિયારાજ, જગદેવ પરમાર, રાણકદેવી, ચંદ્રહાસ, રાણા રાજસિંહ, એ પ્રત્યેકનું મૂલ્ય. રૂ. ૧-૦-૦

પ્રેમીલાલ મૂલજીભાઇ આશારામ ઓઝા.

॥ श्रीगणेशाय नमः ॥

# સુકન્યા-સાવિત્રી

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

### અંક ૧ લો.

મંગળાચરણ—ભારત કીર્તન, ભાવિના પ્રાબલ્ય નિમિત્તે નાટ્ય-પ્રયોગનું વસ્તુસૂચન.

પ્રવેશ ૧ લો—ચ્યવન ઋષિના આશ્રમમાં વૈવસ્વત મનુના પુત્ર રાજા શર્યાતિની પુત્રી સુકન્યા તેની સખીઓ સાથે પ્રવેશ કરે છે, ત્યાં એક રાફડામાં પ્રકાશ દેખી, રાફડાના છિદ્રમાં શૂળ ખોસે છે, રાજકન્યાના આ સાહસથી તેમાં રહેલા તપસ્વી ચ્યવનની આંખો ફુટી જઇ રૂધિરધારા ચાલી રહે છે. બાળચેષ્ટામાં થયેલા આ અપરાધને માટે સુકન્યાને પશ્ચાત્તાપ થાય છે. શાપના ભયથી રાજકન્યા, ચ્યવનની દ્રષ્ટિરૂપ બની ઋષિપત્ની થવાનો દુરાગ્રહ કરે છે, રાજા-રાણીની સંમતિથી, નારદમુનિ તેમનું પાણિગ્રહણ કરાવે છે.

પ્રવેશ ૨ જો—તપોવનમાં પોતાના માતપિતાની સાથે દર્શનાર્થે આવેલા રાજકુમાર સત્યવાનના પરિચયમાં આવવાથી આશ્રમમાં નિવાસ કરતા ઋષિકુમારોને શહેર જોવાની જીજ્ઞાસા થાય છે. ઉદાર દિલનો રાજકુમાર તેમને પોતાના વસ્ત્રાલંકારોનું દાન કરે છે. ગૌતમ મુનિ પોતાની દિવ્ય દર્શનના વિજ્ઞાના ચમત્કાર વડે, તપોવનમાંજ શહેર બતાવવાનું કહી સમજાવીને લઇ જાય છે.

પ્રવેશ ૩ જો—મદ્રદેશાધિપતિ મહારાજ અશ્વપતિની પુત્રી સાવિત્રી વિહારભુવનમાં પોતાની સખીઓ સાથે વાર્તાવિનોદ કરે છે ત્યાં લગ્ન સંબંધી સખીઓના અરસ પરસ મનોભિપ્રાય જાણી લઇ, સાવિત્રી તેમને લગ્નની મહત્તા સમજાવે છે. રાજા અશ્વપતિ તથા રાણી માલવી, પોતાની પુત્રીના આ વિચાર છુપી રીતે સાંભળે છે, અને સાવિત્રીને પોતાના મનગમતા વર શોધવા માટે દેશાટન કરવાની આજ્ઞા કરે છે.

પ્રવેશ ૪ થો—ન્યાતમાં કન્યાની અછતને લીધે કુંવારો રહેલો છે. લુસિંહ તથા પરતંત્ર થવાના ભયથી કુંવારો રહેલો તેનો મિત્ર ગરીબદાસ પોતપોતાના દુઃખને રડે છે, જગતમાં કુંવારાનું જીવતર વ્યર્થ લાગવાથી અંતે જેવી મળે તેવી સ્ત્રી સાથે પરણવાના નિશ્ચય ઉપર આવે છે.

પ્રવેશ ૫ મો—રાજકુમાર સત્યવાન પોતાના અંધ માતા પિતાના નેત્રને માટે અત્યંત બળાપો કરે છે, શહેર જોવાની જીજ્ઞાસાવાળા ઋષિકુમારોનો અત્યંત દુરાગ્રહ જોઇ, ગૌતમ મુનિ પોતાની વિદ્યાના ચમત્કારવડે સત્યવાનના રાજ્ય નગરનું દિવ્ય દર્શન કરાવે છે અંધ રાજારાણીની ગેરહાજરીમાં પોતાનો કાકો ચંડસેન રાજ્ય પચાવી બેઠેલો જણાય છે તથા તેના સર્વ પ્રપંચ તેમના જાણવામાં આવે છે ભાવિને પ્રાધાન્ય આપી દુઃખી રાજ્ય કુટુંબ પોતાના દિલને દિલાસો આપે છે.

પ્રવેશ ૬ ઠ્ઠો—કજાગરા ધણીને પરણવાની ઇચ્છાથી કુંવારી રહેલી સુમખી તથા ઠામ ઠામ પુનર્લગ્ન કરતી; તેની બ્હેનપણી લ— ખ્પરપગી, સોબતે અસર.

પ્રવેશ ૭ મો—ચંડસેનના દરબારમાં રાજ્યના માજી દિવાન નીતિ- વલ્લભને કેદ કરીને લાવે છે, હાજીહા કરનાર ચંડસેનના દર- બારીઓ તેને માજી રાજાનો પક્ષ છોડી દેવાનું સમજાવે છે નીતિને વળગી રહેનાર નીતિવલ્લભ નહિ માનતાં, કારાગ્રહ ભોગવવાનું વધારે પસંદ કરે છે.

પ્રવેશ ૮ મો—ખાસડાં ખાવાની શરતે ગરીબદાસ સાથે છપ્પર- પગીનું ઘઘરણું ( નાતરૂં ) થાય છે, ઘરમાં પગ મૂકતાની સાથે છપ્પરપગી પોતાની શરત યાદ દેવડાવે છે ગરીબ- દાસ ગભરાય છે, અંતે શરત કબુલી ખાસડું ખાવા તૈયાર થાય છે; છપ્પરપગી મનમાં ફુલાય છે. ઝુમખી પોતાની બ- હેનપણીનો પાંચમો ઘરવાસ જોવા આવે છે તેને પણ પો- તાના જેવું શીખવે છે.

પ્રવેશ ૯ મો—દેશાટન કરવા નીકળેલી સાવિત્રી, પોતાને યોગ્ય વર નહિ જડવાથી નિરાશ થાય છે, તપ કરવાના નિશ્ચય ઉપર આવેલી રાજકન્યા દૈવને દોષ દેતી તપોવનમાં આવી ચડે છે. ઋષિકુમારો સાથે સમીધ લેવા નીકળી પડેલો રાજકુમાર સત્યવાન તેની દૃષ્ટિએ પડે છે; ત્યાં એક યક્ષકન્યા તથા રાક્ષસની દૈવી માયાથી સત્યવાનના ધૈર્યની કસોટી થાય છે, સંતાઇને છાનીમાની ચિકિત્સા જોતી સાવિત્રી સત્યવાનનું આવું ધૈર્ય જોઈ તેને પોતાના પતિ તરીકે પસંદ કરી વરમાળ આરોપવા જાય છે. રાજા રાણીની સંમતિ સિવાય પ્રધાનો તેને એવું સાહસ કરતા અટકાવે છે.

## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો—સાવિત્રીની સાથે દેશાટન કરવા ગયેલા મુખ્ય પ્રધાનો અશ્વપતિના દરબારમાં આવી, સર્વ વાર્તા નિવેદન કરે છે, સત્યવાનના પદભ્રષ્ટપણાના દોષને લીધે તેનો સાવિત્રી સાથે વિવાહ અઘટિત ઠરાવે છે. એટલામાં મુનિવર નારદનું આગમન થાય છે, તે સત્યવાનના અપાર ગુણના વખાણ કરે છે, તેથી રાજા અત્યંત પ્રસન્ન થાય છે; પરંતુ પાછળથી સત્યવાનના આયુષ્ય વિષે પ્રશ્ન નીકળતાં નારદમુનિ વિચારમાં પડી જાય છે સત્યવાનનું આયુષ્ય માત્ર એકજ વર્ષનું જણાયાથી સર્વ સાવિત્રીને ફરી દેશાટન કરવાની ભલામણ કરે છે, પરંતુ સાવિત્રી પોતાના નિશ્ચયમાં અડગ રહી, સત્યવાન અલ્પ આયુષ્યવાન્ હોવા છતાં તેનેજ પરણવાની હઠ લે છે. વટસાવિત્રીના વ્રતનું માહાત્મ્ય જણાવનારી દેવવાણી થાય છે, તેથી સાવિત્રીને તે વ્રત ધારણ કરવાનું કહી મુનિવર નારદ તેનો સત્યવાન સાથે વિવાહ કરવામાં સંમતિ આપે છે.

પ્રવેશ ૨ જો—છપ્પરપગી પાસે ધણીને કજીઆચરો કરવાનો પાઠ ભણેલી ઝુમખી તથા યુક્તિબાજ ઉલ્લુસિંહનો નવો ઘરસંસાર, ઝુમખીને સુધારવાની નવી યુક્તિ, મીંદડીને બ્હાને તોફાન, ઝુમખીનું ડરી જવું.

પ્રવેશ ૩ જો—સત્યવાનના દીર્ઘાયુષ્ય માટે બગીચામાં વડ પૂજન કરતી, સાવિત્રીના ધૈર્યની કસોટી કરવા માટે સૂર્ય તથા ચંદ્રને લઈ ઇંદ્ર આવે છે, પરંતુ સાવિત્રીનો સત્યવાનપ્રત્યે અડગ પ્રેમ જોઇ તેઓ આશીર્વાદ આપી પાછા ચાલ્યા જાય છે.

પ્રવેશ ૪ થો—ઉલ્લુસિંહનું જોઇ ગરીબદાસ પણ પોતાની સ્ત્રીને વશ કરવા માટે મીંદડીને બ્હાને તોફાન મચાવે છે, પરંતુ છપ્પરપગી પહોંચેલી હોવાથી તે ભેદ કળી જાય છે, પૈસાની લાલચે પોતાના માબાપની સલાહથી, ગરીબદાસને મારી નાંખવાનો વિચાર કરે છે.

પ્રવેશ ૫ મો—અશ્વપતિ પોતાના પ્રધાનો સહિત સાવિત્રી માટે સત્યવાનનું માગું કરવા, તપોવનમાં દ્યુમત્સેન પાસે આવે છે, અંધ રાજા રાણી ઘણી આનાકાની સાથે માગણીનો સ્વીકાર કરે છે.

પ્રવેશ ૬ ઠ્ઠો—પોતાના પતિ ચ્યવનને નેત્રપ્રાપ્તિ માટે સુકન્યાએ દેવવૈદ્ય અશ્વિનીકુમારને પ્રસન્ન કરવા સારૂં તપ આદર્યું છે, ત્યાં દંપતીના પવિત્ર પ્રેમની પરીક્ષા કરવા માયાવી દેવવૈદ્યો આવી સુકન્યાને છળવાનો પ્રયત્ન કરે છે. તેથી સુકન્યા તેમને શાપ આપી પોતે અગ્નિમાં બળી મરવાનો નિશ્ચય કરે છે. સત્યવાન તેને તેમ કરતાં અટકાવે છે, અંતે અશ્વિનીકુમારો પ્રસન્ન થઇ ચ્યવનને નેત્ર તથા યુવાવસ્થા આપવા માટે સ્વર્ગમાં લઇ જાય છે.

પ્રવેશ ૭ મો—ફાંસીની શિક્ષા પામેલી ખુની છપ્પરપગી, કેદખાનામાં પોતાના પાંચે ભરથારોને પ્રેતરૂપે જોઇ ભયભિત થાય છે, અને પોતાના પાપનો પસ્તાવો કરે છે. ખુનના કામમાં મદદગાર હોવાથી, કેદ ભોગવતાં તેના માબાપને આખરની મુલાકાતને બ્હાને છપ્પરગી પોતાની પાસે બોલાવી, માની જીભે ચુમી લેવાની માગણી કરે છે, માની જીભના દોષથીજ પોતાની આવી દશા થઇ છે, એમ જણાવી છપ્પરપગી તેની માની જીભ કરડી લે છે. પૈસાની લાલચે પુત્રીને આડે માર્ગે દોરવનાર માબાપની સોળે સોળ આના ફજેતી.

પ્રવેશ ૮ મો—સત્યવાન તથા સાવિત્રીનાં લગ્ન.

પ્રવેશ ૯ મો—રાજા શર્યાતિ તથા તેની રાણી પોતાની પુત્રી સુકન્યાને માટે ચિંતા કરે છે, મુનિવર નારદની ભલામણથી તેઓ ચ્યવનના આશ્રમ તરફ જાય છે.

પ્રવેશ ૧૦ મો—સાવિત્રી પોતાના અમૂલ્ય આભૂષણો ઉતારી નાખી તપોવનમાં છાજતા અલંકારો ધારણ કરવાનું વિચારે છે, તેટલામાં સત્યવાન ત્યાં આવી ચઢે છે. દૈવયોગે નિર્માણ કરેલાં દંપતીના શુદ્ધ સાત્વિક પ્રેમનું દિગ્દર્શન.

પ્રવેશ ૧૧ મો—યમના દરબારમાં પાપીઓને તેમના કર્મ પ્રમાણે શિક્ષા થાય છે, સત્યવાનના જીવને લેવા યમદુત શક્તિવાન નહિ હોવાથી યમરાજ જાતે જવા માટે વાહન તૈયાર કરવાની આજ્ઞા કરે છે, છપ્પરપગી તથા તેના મરણ પામેલા ભરથારોનો ન્યાય થાય છે, છપ્પરપગીને માથે લોઢાના હથોડાનો માર પડે છે.

પ્રવેશ ૧૨ મો—સમિધ લેવા માટે તૈયાર થએલા સત્યવાનની સાથે સાવિત્રી વનમાં જવાની હઠ લે છે. માતપિતાની આજ્ઞા સિવાય સાવિત્રીને પોતાની સાથે લેવાની સત્યવાન ના પાડે છે, અને સાસુશ્વસુરની આજ્ઞા મેળવી સાયંકાળ થતા પહેલાં આશ્રમમાં પાછા મળવાનું કહી બંને વન પ્રત્યે જાય છે.

---

## અંક ૩ જો.

પ્રવેશ ૧ લો—સાવિત્રીની માતાને ઊંઘમાં દુસ્સ્વપ્ન થવાથી વ્યાકુળ બની પોતાની પુત્રીના સૌભાગ્યને માટે રાજા રાણી ચિં-

તામાં પડે છે, મુનિવર નારદનું વચન યાદ આવવાથી ત્યાંથી રાતો રાત તપોવન તરફ પ્રયાણ કરે છે.

પ્રવેશ ૨ જો—સત્યવાન તથા સાવિત્રીને ગયે ઘણો વખત થઈ જ-વાથી અંધ રાજા રાણી તેમને શોધવા નીકળી પડે છે. અશ્વપતિ તથા રાણી માલવી આશ્રમમાં કોઇને નહિ જોવાથી વધારે ચિંતાતુર થાય છે.

પ્રવેશ ૩ જો—સુકન્યા પોતાના પતિ ચ્યવનને સ્વર્ગમાંથી યુવાવ-સ્થા પામી પાછા આવવાની વાટ જોતી ઉભી છે. એટલામાં આકાશમાંથી ચ્યવન આવે છે પરંતુ સુકન્યા તેને ઓળખી શકતી નથી, આકાશવાણી થવાથી સુકન્યાની ખાત્રી થાય છે, દંપતી અરસપરસ ભેટે છે, રાજા સર્યાતિ તથા તેની રાણી, સુકન્યાને મળવા આવે છે ત્યાં આ પ્રસંગ જોઇ સુકન્યાને ફીટકાર આપે છે. અશ્વિનીકુમારો ત્યાં આવી સુકન્યાનું ચરિત્ર તેના માતપિતાને કહી સંભળાવી તેમના મનનું સમાધાન કરે છે; મુનિવર નારદની દક્ષિણામાં ચ્યવન ઋષિ, અશ્વિનીકુમારોને યજ્ઞમાં સોમરસને ભાગ આપવાનું વચન આપે છે.

પ્રવેશ ૪ થો—ઘણી શોધ કરવા છતાં સત્યવાન તથા સાવિત્રીનો પત્તો લાગતો નથી તેથી સર્વ શોકમાં ડુબી જાય છે થોડી વાર પછી અંધ દ્યુમત્સેન તથા શૈબ્યાને લેઇ સુવર્ચા આવી પહોંચે છે, રાજા રાણી પ્રાણત્યાગ કરવાના નિશ્ચય ઉપર આવે છે ગૌતમ મુનિ પોતાની વિદ્યાના ચમત્કાર વડે સત્-યવાન તથા સાવિત્રીને દિવ્યદર્શનમાં બતાવવાનું કહી ધી-રજ આપે છે.

## દિવ્યદર્શન.

પ્રવેશ ૫ મો—જંગલમાં સત્યવાન તથા સાવિત્રી વાર્તા વિનોદ કરતાં તથા કુદરતની શોભા નિહાળતાં આવતાં જણાય છે, પોતાને જોઇએ તેટલાં ફળ તથા પુષ્પ ભેગાં કરી સમિધ લેવા માટે આગળ જાય છે, વૃક્ષને કુહાડીનો ઘા કરતાંની સાથે તેમાંથી મોટો નાગ નીકળી સત્યવાનને ડંખ કરે છે, સાવિત્રી તે નાગની પ્રાર્થના કરે છે. તેથી સાક્ષાત યમ દેવનાં દર્શન થાય છે. યમરાજ સત્યવાનના હૃદયમાંથી અંગુષ્ટ માત્ર સૂક્ષ્મદેહનને પાશથી બાંધી લઇ જાય છે; સાવિત્રી કલ્પાંત કરતી યમરાજની પાછળ જાય છે, તેને પાછી વળવા યમ ઘણું સમજાવે છે, તો પણ એક પછી એક વરદાન પામતી, પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી યમરાજની પાછળ આકાશમાં જાય છે; યમરાજ પ્રસન્ન થઇ સત્યવાનને પોતાની પાશમાંથી મુક્ત કરી આશીર્વાદ દઇ ચાલ્યા જાય છે.

પ્રવેશ ૬ ઠ્ઠો—યમરાજના વરદાનથી દ્યુમત્સેન તથા શૈબ્યા દેખતાં થાય છે, ચંડસેન પોતાના પાપનો પસ્તાવો કરતો રાજ્યાર્પણ કરવા માટે તપોવનમાં આવે છે, એટલામાં સત્યવાન તથા સાવિત્રી પણ આવી પહોંચે છે, સર્વે હળી મળે છે. અને આનંદ આનંદ થઇ રહે છે.

शान्तिः शान्तिः शान्तिः



# પાત્રો.

શર્યાતિ...........વૈવસ્વત મનુના પુત્ર.
ચ્યવન...........સુકન્યાના પતિ ( ઋષિ )
અશ્વપતિ.........મદ્ર દેશના રાજા.
દ્યુમત્સેન.........શાલ્વદેશના અંધ રાજા.
સત્યવાન.........તેમના પુત્ર.
ચંડસેન.........દ્યુમત્સેનના નાના ભાઈ.
ઉલ્લુસિંહ } ......બે મિત્રો.
ગરીબદાસ }
ભારદ્વાજ, ગૌતમ, } તપોવનમાં નિવાસ કરતા મુનિઓ.
ધામ્ય, સુવર્ચા. }
યમ.................યમપુરીનો રાજા.
ચિત્રગુપ્ત...........તેમના પ્રધાન.
વિશ્વમિત્ર } અશ્વપતિના પ્રધાન.
શત્રુશલ્ય }
સુકન્યા...........શર્યાતિરાજાની પુત્રી, ચ્યવન ઋષિનાં ધર્મ પત્ની.
લીલાવતી } .........તેની સખીઓ.
લલિતા }
શૈબ્યા...............દ્યુમત્સેનની અંધ રાણી.
સાવિત્રી......અશ્વપતિ રાજાની પુત્રી, સત્યવાનની પરમ પતિવ્રતા સ્ત્રી.
માલવી...............અશ્વપતિની રાણી.
સુશીલા..............શર્યાતિની સ્ત્રી.
પ્રભાવતી............ચંડસેનની સ્ત્રી.
છપ્પરપગી } .......બે બ્હેનપણીઓ.
ઝુમખી }

એ સિવાય, નારદ, ઋષિકુમારો, યક્ષકન્યા, રાક્ષસ, અશ્વિની કુમારો, દેવતાઓ, સિપાઈઓ, યમદૂત વગેરે વગેરે.

# સુકન્યા—સાવિત્રી નાટકનાં ગાયનો.

—⁂—

સૂત્રધાર                મંગલાચરણ.

થાઓ શ્રીગણ નાયક સાહ્ય (૨)
વિઘ્ન હરણ હિમ તનયા તન
હરિ હર નંદન ગુણ રાય—થાઓ૦
લક્ષ લાભ પરિવાર મનોહર
સુંદિર શુધ બુધના......૨
દુંદાળા દુઃખ ભંજન,
કરવા જન મન રંજન
શિશુગણ સ્હાય—શ્રી.

૨

આર્ય બાળાઓ } — ધન્ય ધન્ય અમારી ભરતભૂમી,
આર્ય બાળકો } પદ રજ સ્હઇએ તુજ ચરણચુમી—ધન્ય.

કુમકુમ છાંટી પાવન થઇએ, રસનાએ ગુણ તારા ગાઇએ,
તુજ અંતરની આશીષ સ્હીએ, અમ ભરત ભૂમી (૨)
પૂજન અર્ચન ભૂમી તારૂં, જન મન વાંછિત ફળ દેનારૂં,
તુજ નામ સ્મરણ લાગે પ્યારૂં, અમ ભરત ભૂમી (૨) ધન્ય.

૩

બાળાઓ } — ભૂલે ભલ ભલા ભૂલેરે. (૨)
બાળકો } ભાવિનો ભરમ કોથી નવ ખુલે (૨)

મૂર્ખ મન ભલે ફુલાવ્યું ફુલે—ભૂલે.

—⁂—

બાળાઓ—અતિ ઉમંગથી કાર્ય આદરે, ધરી મન મોટી આશ,
અધવચ વાટી લુંટાઇ જાએ, (૨) આખર થાય નિરાશ—ભૂલે.

બાળકો—કાળ હીંચોળે અણુ માત્રનું, જીવન ઝોલાં ખાય,
રહે દૂર નિર્ધાર્યું ધાર્યું, (૨) ધરણીધરનું થાય—ભૂલે.

૪

સુકન્યા—અજબ શી! આ ઉપવનની બહાર
સુગંધી પરિમલ મ્હેકે અપાર—અજબ.
કોકિલકીર મૃદુલ સુણાવે, મધુકર મધુર ગુંજાર—અજબ.
વૃક્ષલતાઓ ધરી નવ પલ્લવ, ઝુકી રહી હારો હાર—અજબ.

૫

સુકન્યા—જય કાળ તણા મહા કાળ કૃપાળ મહેશ તમે કરુણા કરજો,
સુખ શાન્તિ અખંડ વિશ્વંભર ભૂધર, આ મુનિના ઉરમાં ભરજો;
હુંથી બાળપણે અપરાધ થયો, ગણી બાળક દોષ ક્ષમા કરજો,
મમ કર્મ તણું ફળ દઇ મુજને, વૃદ્ધ આ મુનિનાં દુઃખ સહુ હરજો—જય.

૬

સુકન્યા—હવે રહ્યું બની હતું જે બનાવવું શ્રી દીનબંધુને હાથ,
બની દાસી સેવું તમ સાથ. (૨)
તમ ચરણે તનમન ધન નાથ—હવે રહ્યું બની.
પ્રથમ બાળપણ સહુને આવે, નવા નવા નિત્ય ખેલ ખેલાવે,
નથી ગઇ વિસરી એ વાત, બની દાસી સેવું તમ સાથ—હવે.
બચપણ પૂઠળ યૌવન આવે, ચિત્ત ભ્રમને ચકડોળે ચઢાવે,

પ્રકટે જીવનનાં પ્રભાત, બની દાસી સેવું તમ સાથ—હવે.
છેલ્લી વૃદ્ધાવસ્થા આવે, ત્યાંથી સહુને નિજ પંથ સીધાવે,
અર્પ્યો મેં તમને હાથ, બની દાસી સેવું તમ સાથ—હવે.

૭

લીલાવતી | એ...આવ્યું આ વધામણીનું ટાણું રે (૨)
લલિતા | સુકન્યા બ્હેને નીપજાવ્યું નામ કેરૂં નાણું—એ.
મિથ્યા વૈભવમાં મન ન રાચ્યું રે,
પરભવ કેરૂં સાધન સાધ્યું રે;
કુળમાંહી કીધું જેણે કીર્તિ કેરૂં લ્હાણું રે (૨) સુ.
હરિ ભજવાને આ જન્મારો રે,
કાળ ન રાખે કોઇનો ઉધારો રે:
કાલે તો કોઇ જાણે કેવું વાશે વ્હાણું રે (૨) સુ.

૮

નારદ—ચક્ર ઉભય ભવ રથના સાથે રહીને જન્મ સફળ કરજો,
પ્રેમ પરસ્પર પામી, સદા દંપતી ઉત્તમ વર વરજો.

૯

ઋષિકુમારો—કુમાર બન્યા કેવા રાજાના કુમાર ( ૨ )
મોટા મોટા મણકાવાળી, માળામળામાં ઘાલી,
મેં આજ અહીં નિહાળી, ચળકે બેસુમાર—કુમાર.
અમે ધર્યો તાજ માથે, ઉપાડયા ચર્મ હાથે,
છે તુંબી પાત્ર સાથે, શોભાનો નહિ પાર—કુમાર.
જાણે જડયા ઝીણા તારા, જણાય ન્યારા ન્યારા,
જામો કરે ઝબકારા, બહુ તેજનો અંબાર—કુમાર.

૧૦

સખીઓ—એ...રજની! શરદની રળીયામણીરે,
રહી ખીલી રૂપાળી ચંદની આકાશે રહી ખીલી.
એ...વૃષ્ટિ વર્ષાવે અમૃત તણી રે,
રેલ જામી ઉરમાંહી આનંદની. હાં હાં રેલ જામી.
એ...ઠરે નયણાં નિહાળી પ્રકાશ ( ૨ )
હર્ષ ઘેલાં હઇડાં કહે હાશ,
ઝલક શ્વેત શી છવાઇ (૨)—ખીલી.

સાવિત્રી—ચંદ્રવિના સજની નહીં, રજનીને સન્માન,
સજની શું ? સમજી કરો, રજનીનાં ગુણ ગાન.

૧૧

સાવિત્રી—લગ્ન તે શું સમજો છો ખેલ સાહેલી,
ગુંચવણી સમજવી નથી એની સહેલી;
મૂકયા દાવે દુઃખને આનંદ હેલી,
ભાવી તણો ખેલ શકે કોણ ખેલી.

માધવી—ભોગી તણી સાથે બની જવું ભોગી,
રોગી તણી સંગે રહી કરવો નિરોગી;
પ્રારબ્ધે જે મેળવ્યો ભોગી કે રોગી,
ભોગવતાં તે સુખ દુઃખ થઇને સંયોગી.

સાવિત્રી—મ્હાએ બાળા ભોળી બની ભવ બાળે,
મ્હાએ પૂર્વ જન્મના પાપ પ્રજાળે;
નથી ફળ લેવાનું એકે ઉછાળે,
મોતી તો પાકે છે ઉંડે પાતાળે—લગ્ન.

૧૨

**ઉલ્લુસિંહ**—ભાઇ ભાઇ ભુંડો વાંઢાનો અવતાર,
સ્ત્રી વિના કહેવાય સુનો સંસાર—ભાઇ૦
વાંઢા ઉપર વિશ્વાસ ઝટ નાવે,
વ્હેમીલા લોક વ્હેમ કંઇ કંઇ લાવે;
નિત્ય નવા ભુટા ઉડાવે—ભાઇ૦
"ભરવાં કરવાં પાણી છાણી"
"ઝાટકવા નિત્ય દાણો દુણી"
"રજ્યો રોટલો ખાળી ખાતા"
"આંખોમાં નિત્ય ભરાય ધૂણી"
એકલા રહ્યામાં દીઠો ન કાંઇ સાર—ભાઇ૦

૧૩

**ઉલ્લુસિંહ**—જે હાથે તે સાથે કહેવાય (૨)
રહે પડયું પાછળ તે પિત્રાઇ ખાય (૨)
હાથે તો પુણ્ય દાન કાંઇ ન કીધું,
પોતે ખાધું કે ખાવા ન દીધું,
દમડી સાટે જીવ જાય, તમારો એક દમડી સાટે જીવ જાય-રહે.
**ગરીબદાસ**—કોને માટે હું મજુરી કરૂં છું,
પશુની પેઠે રોજ પેટ ભરૂં છું;
**ઉલ્લુસિંહ**—ધમ્યું સોનું ધૂળ થાય, તમારૂં ધમ્યું સોનું ધૂળ થાય-રહે.

૧૪

**સત્યવાન**—કુકર્મી કપુતને ધિક્કાર,
વિસરે અગણિત જે ઉપકાર-કુકર્મી.

કરી લાલન પાલન દુઃખ કાપ્યાં,
તન સાટે તન મન ધન આપ્યાં.
વિસરે જે ઉપકાર–કુકર્મી.
માતા ગંગા યમુના જાણે, તીર્થ સ્વરૂપ જે પિતા પ્રમાણે;
પામે મોક્ષનું દ્વાર–કુકર્મી.

૧૫

વલ્લભ—કલ્પ વૃક્ષ તજી કોણ અભાગી, બાવળ પાસે જાય;
ફળની આશે જળસિંચે તો, ભાગે કંટક પાય–અભાગી.
સંપત રૂપ મધ ટીપાં પાસે, બહુ કીડીઓ ઉભરાય;
સ્વજન મિત્રની ખરી કસોટી, વિપત સમયમાં થાય–અભાગી.

૧૬

સ્ત્રીઓ—ઓ સહિયર ! સુણો શિખામણ સારી,
સદા કરો સંગત જોઈ વિચારી.–ઓ.
કુસંગ કાજળ કોટડી, કુસંગીનું મુખ શ્યામ;
દુર્જન કેરા સંગથી થાય નામ બદનામ.
જડી જેને સોબત જગમાં નઠારી,
ગયું તે તો આ ભવ, પરભવ હારી–ઓ.

૧૭

છપ્પરપગી—આવો આવો, હું લેવરાવું લ્હાવો;
આ મારા સંસારનો.
ગરીબદાસ—થયો આજ અનુભવ ભવપારનો–આવો આવો.
છપ્પરપગી—તમારા વિના વ્હાલું નથી કોઇ મારે,
તે માટે કરૂં પૂજા તમારી પેંજારે;
ગરીબ—" આ તે બાયડી કે શાયડી ! ? "

છપ્પરપગી—" શાયડી, શાયડી, શાયડી."
દીઠો માલશું મફતીઓ બજારનો,
આ મારા સંસારનો—આવો આવો.

૧૮

ઝુમખી—હું નથી એવી ભોળી ! ( ૨ )
હવેતો રહી રે—હું.
પાવરધી થઇ પુરી મારી જોડ જડે ના ખોળી—હું.
નિત્ય કજીયા કંકાસ કરી, ઘરમાં સળગાવું હોળી;
છપ્પરપગી—"પ્રસંગ આવે ગરખાશે ખાઇ તું ગરણું કે ગોળી"—હું.
ભલે ભાયડો ભીખ માગે, ખાંધે ભેરવી ઝોળી;
"આપણે તો ખાઇ ઘીમાં ઝબોળી ખાઇએ ખીરને પોળી"—હું.

૧૯

સાવિત્રી—ઓ હરજી, શા કાજે મને સરજી
વિધાતાએ નિરમ્યો નથી મમ વરજી—ઓ હરજી.
સરજનહારે શી રચી, જગમાં જોડ અનેક,
વિધિને મન હું એકલી, પડી વધારે એક.
સુંદર વૃક્ષ સંગે શુભ વેલી, મળી ચંપાને ચતુર ચમેલી,
નિરમ્યો નથી મમ વરજી—ઓ હરજી.

૨૦

યક્ષકન્યા—ના તરસાવ ( ૨ ) મધુકર ડંખ દઇ ક્યાં ઉડે,
ફરી ફરી નહિ મળે આવો દાવ—ના.
સ્નાન કરી લે તન સરવરમાં, કળસ કનકના ગ્રહીને કરમાં,
લઇ લે સુખનો લ્હાવ—ના.

**સત્યવાન**—આકળીનું જળ હોય ન મીઠું, જાણી જમશે કોણ અજીઠું,
તજ તુજ શ્વાન સ્વભાવ—ના.

૨૧

**સાવિત્રી**—એ...મનમોહન નવ બોલાવશો,
મુજને કહી રાજ કુમારી,

**સત્યવાન**...........................................રાજકુમારી,

**સાવિત્રી**—હવે હું થઇ છું દાસી તમારી, વાલમ! ગઇ હું તમપર વારી—નવ.

**સત્યવાન**—બાળા હું નથી રાજકુમાર, વિકટ વન જંગલમાં વસનાર,
જોડી મમ સાથ તમારો પ્યાર, તમે સુકુમાર;
શું સુખ પામશો? કહ્યું માનો મન હરનારી—એ...મનમોહન.



## અંક ૨ જો.

૨૨

**નારદ**—ભજને શ્રીયદુરાય, ઓ જીવડા ભજને શ્રીયદુરાય;
તારો અમૂલ્ય અવસર જાય—ઓ જીવડા.
કામ ક્રોધ મદ લોભ મોહમાં, અંધ બની લપટાય;
હરિભજનરૂપ ખટરસ ભોજન, તજી મૂર્ખ ખડ ખાય—ઓ.
કાયા કાચ તણી છે કોઠી, ફુટ દઇ ફુટી જાય;
ગઇ પલક પાછી નવ આવે, આયુષ્ય ઓછું થાય—ઓ.

૨૩

**સાવિત્રી**—ઓછું ન કહી બોલ જે, પળે ના પળ્યા (૨)
લલાટે લખ્યા લેખ તે ટળે શું ટળ્યા.

સુણ્યાં શું કદી નેવ નીર મોભે વળ્યાં ?
શુદ્ધ પ્રેમે હૃદય બે મળ્યાં તે મળ્યાં;
સંકલ્પ અચળ મારા ચળે ના ચળ્યા.
સાકર કેરા હીરા ગળ્યા તે ગળ્યા—બોલું.

૨૪

આકાશવાણી—સાવિત્રી પ્રિય પુત્રી, વટસાવિત્રીતણુંજ વ્રત કરજે
ગૌરી શંભુ કૃપાથી, દીર્ઘાયુષ્ય ને ઇચ્છિત વર વરજે.

૨૫

ગરીબદાસ—નવ ગમે ઘરબાર, ભરી દુઃખનો વખાર;
બળ્યો સંસાર નાતરીયા નાતનો.

કુલ્લુસિંહ—દીઠું નારનું બજાર ન્હોરી વ્યર્થ વહે ભાર,
જેમાં મળે નહિ મેળ કોઈ વાતનોરે—બળ્યો.

ગરીબદાસ—કેમ કરી થાય કહો પ્રીતિ પરાણે ?
વીતી પોતાની બીજું કોણ જાણે;

કુલ્લુસિંહ—"કરે જીવતાં મ્હોકણ મુવે હોય તાણાતાણ," (૨)

ગરીબદાસ—ભાઇ બાઇનો વહેવાર, ચાલે લાતનોરે—બળ્યો

૨૬

સાવિત્રી—શ્રીવરદાયી ! અભય વર આપો,
શિર ઉપર કમલ કર સ્થાપો—શ્રી.
અવધવ્યાધિ ઉપાધિ હરજો, પ્રિયતમ મ્હારાનું પ્રિય કરજો;
અનુપમ વ્રત આ ફળજો—શ્રી.
જય જગ જનની, તારન તરણી,

શુદ્ધ મતિ, ભગવતી ! ભવભય હરની,
શાન્તિ નાથ ઉર સ્થાપો—શ્રી.

૨૭

ઈંદ્ર—લાગી લગન મને તારી, ઓ લલના !—લાગી.
સાવિત્રી—સુરપતિ ! મતિ શું વિસારી ?—ઓ.
ઈંદ્ર—સુંદરી ! શચિથી, અધિક સુખ આપું (૨)
પટરાણી કરી સ્થાપું, ઉથાપું ન વચન મનોહારી—ઓ.

૨૮

નરીબદાસ—જડયો છે નાર વશ કરવાનો ઉપાય. (૨)
રોજ રોજ ખાસડાનો માર ન ખમાય—જડયો.
હત મીંદડી હત..............જડયો૦
કાળ જીભી મુખ બહુ મારીને મ્હેણાં,
નિત્ય રાંડ નવાં નવાં માગે ઘરેણાં;
વઢવામાં શૂરી, એક વાતે ના અધુરી, (૨)
નફ્ટ કયમે કરી પાંસરી ન થાય;
કુભારજા કયમે કરી પાંસરી ન થાય—જડયો.

૨૯

અશ્વિનીકુમાર—

ખીલી ખીલી કુસુમ કળી !
વૃથા તું રસ ભોગી વિના.—ખીલી.
રસવેલી રહી એકલી—વૃથા તું.
મન્મથ મનલોભે, એ રતિ અહીંઆ શોભે,
ભરમાએ ભલી, ઓ વ્હાલી વેલી. (૨) વૃથા તું.

લાગી છે તાલાવેલી, થાને નવેલી વ્હેલી, (૨) વૃથા તું.
જોબન ગુમાવે અલી! આ વ્હાલી વેલી. (૨) વૃથા તું.

૩૦

સત્યવાન—

અહો! ભાગ્ય જગમાં તે નરનું,
જેને મળી શિયળવતી નારી,
જે ભવસાગર દે તારી, કુળવતી કુળલાજ વધારી—અહો!
જે કામિનીએ કંથ માટે, કાર્ય દુષ્કર પણ કર્યું,
કરવા સુખી નિજનાથને અતિ પ્રેમથી તપ આદર્યું;
પતિ ધ્યાન હરનિશ ધારી, સતી અનુપમ વર વરનારી—અહો!

૩૧

ભૂધર—હાથે કરી મેં કર્યું મુખ શ્યામ, બોળવા બેઠો હું આપનું નામ,
ઉલ્લુસિંહ—નફટ લાલચુ લુણહરામ, દીકરી વેચી વ્હાલા કરે દામ;
પાપી પાછો આવે ઠામનો ઠામ, અંતે રહે એના કપાળમાં ડામ—હાથે.

૩૨

માલવી—મારી મુખ દીઠી દીકરીને મુખે હસી બોલાવજો,
શુભ સમાચાર તમારા, અમોને નિત્ય કહાવજો—મારી૦
ઉછરી છે લાડમાં લાડસ ઘેલી,
જાઇએ અમે તમ આશ્રય મેલી;
દોષ પડે તો ક્ષમાની દૃષ્ટિવડે નિભાવજો (૨)—મારી૦

૩૩

નારદ—ભજ ગોવિંદ ગોવિંદ વાર વાર,
રસના હરિને નવ ઘડી વિસાર.

આ જગત જાણજે મોહજાળ,
મૃગજળ સમાન છે આળ પંપાળ;
ધન ધરા ધામ આખર અસાર—રસના.
પ્રભુ નામ સ્મરણરૂપ સુધા ધાર,
કરી પ્રીતે પાન ભવ ઉતર પાર;
કર ધર્મ કર્મ રાખી દિલ ઉદાર—રસના.

૩૪

સાવિત્રી—પ્રિયતમ। પદ સેવા, યાચું છું જોડી પાણિ,
ફળ ફુલ સમિધો હું, નિત્ય આપીશ આણી,
નરવર ઉરધારો, દાસીની દીનવાણી,
પરિચય નથી મ્હારે, રાજ હું છું અજાણી;
હું અજાણી રાજ તમથી છેક છું અજાણી.

સત્યવાન—મમ પ્યા......રી, વ્હાલી સુખડનાર.
સંસારનો પામ્યો સાર, હૃદય હાર ગુણખાણી.—હું.
સાવિત્રી—સોંપ્યો હાથ નાથજી! નિભાવવી તમારે હાથ,
સત્યવાન—શોભાવો સદા સાથ, વાહવાહરે શાણી.—હું.

૩૫

સત્યવાન—આરામની, સુખધામની, પ્રિયા! તું પ્રતિમા પ્રેમની,
મમતાપ ઉરના ઠારનારી, તું શીતળ ધારા બની
સાવિત્રી—માળા જપું તન નામની (૨) નથી ઇચ્છા દામ દમામની,
ચિત્ત ચાહું સેવા સ્યામની.. ..............................
સત્યવાન—............સાચી તું ભગવતી ભામિની—આરામ.

૩૬

ચિત્રગુપ્ત—નીચ નાર તું, સંભાર કર્મ તારાં (૨)
કાંઇ કીધાં સુકૃત્ય હોય સારાં.
પાંચે—ઉઠી સવારમાં સંભારતી જોડા,
સાટે પડે માથે લોઢાના હથોડા
હા—શ—હા—શ
છપ્પરપગી—અરરરરરરર,
પાંચે—હાશ..........................નીચ.
છળને પ્રપંચમાં આયુષ્ય તારૂં ખોયું,
વ્હોરતાં પાપ જરી પાછું ન જોયું,
હાશ—હાશ.
છપ્પરપગી—અરરરરરરર,
પાંચે—હાશ..........................નીચ.

૩૭

સાવિત્રી—ઉભા રહો અલબેલા હું આવું, રસીલા હું આવું.
સત્યવાન—નાના પ્રિયા ઘટે સંગે સિધાવું.
સાવિત્રી—આજ પિયુ અળગી નવ થાવું,
પ્રિયતમ ! પ્રેમનો નેમ બતાવું;
સત્યવાન—શાણી સુલક્ષણી શું સમજાવું, શું સમજાવું—નાના.
કંટક ભરેલા માર્ગમાં, તમથી ચલાશે કયમ કરી ?
વળી ગ્રીષ્મઋતુના તાપ પણ, કયમ સહન કરશો સુંદરી!
સાવિત્રી—છાયા શીતળ શિરછત્ર પાસે, તાપ પીડે નવ જરી,
ઓ નાથ લ્યો સંગાથ જોડી હાથ માગું કરગરી—ઉભા.

૩૮

ધુમત્સેન, શૈબ્યા }—દઇએ અંતરની આશીષ (૨)

સત્યવાન, સાવિત્રી } ચ્હઇએ આજ્ઞા નામી શીષ, (૨)

ધુમત્સેન, શૈબ્યા }—હવે અમથી નહીં ઘડી જાય ગણી,

વ્હેલાં વળજો આશ્રમની ભણી;
તમે બાળક મારાં નેત્રમણિ,

કરે રક્ષા શ્રી જગદીશ.—દઇએ.

સત્યવાન તમ સેવાવીણ જનક જનની,
નથી પરવા રાજ્ય તથા ધનની;
નિરખી શોભા નવ ઉપવનની, સત્વર અહીં આવી મળીશ.—દઇએ.

---

# અંક ૩ જો.

૩૯

માલવી—શું કહું સ્વામી સ્વપ્ન હું પામી, જીવ મારો ગભરાય,
નિદ્રા ત્યાગી, ઝબકી જાગી, સુઝે ન એકે ઉપાય—શું.
નાથ હૃદય મમ વળે ન વાર્યું, સુખ આપણું સૌ પરવાર્યું,
હાય દૈવ તેં શું નિરધાર્યું, ચોગમ ખાવા ધાય—શું.

૪૦

ધુમત્સેન, શૈબ્યા }—હરિ હરિ કૃપા કરી મેળવજો,
અમ અંધ તણી લાકડીઓ;
શિવશિવ પરભવ પાપે આજ
સમય શો વિપરીત આવી અઢીયો.

**ધુમત્સેન**—સત્યવાન જે પ્રાણ જતાં પણ ધર્મ કદી નવ ચૂકે
તે ટળવળતાં માતપિતાને, જંગલમાં કેમ મૂકે—હરિ.
**શૈબ્યા**—લઇ આજ્ઞા નિજ પંથ સિધાવ્યા, સમય વીત્યો પણ નાવ્યાં,
નથી રહેતી ધીર નાથ હવે, નક્કી ભાવિએ ભૂલાવ્યાં—હરિ.

૪૧

**આકાશવાણી**—કર શંકા દૂર મનની, શાણી સુકન્યા સુણી સત્યવાણી,
રૂપ અનુપમ પામ્યો, સ્વામી તારો ચ્યવન એમ જાણી.

૪૨

**સુકન્યા**—ઉભી ઉભી જોઉં વ્હાલા ! તમારી વાટડી,
દેખી રૂપ હર્ષે ભરાય મારી છાતડી.—ઉભી.
**ચ્યવન**—દયાનિધિ દેવે આપી છે યુવાની,
**સુકન્યા**—નિરખી નગિના ! બની છું દિવાની,
આનંદે ગાળીશું દિન રાતડી—ઉભી.

૪૩

**સુશીલા**—નથી સુખ વસ્યું જડ સંપતમાં, (૨)
નથી દુઃખ કંઈ સદા વિપતમાં—નથી.
જે નવ ભાળ્યું રાજભુવનમાં, તે કૌતક અનુભવ્યું ઉપવનમાં;
ફળે ઋતુકેરાં ફળ રતમાં—નથી.
ભલે પુત્ર કે પુત્રી કહાવે, પણ જે માતની કુખ દીપાવે,
તેને ધન્ય જગતમાં—નથી.

૪૪

**સાવિત્રી**—મારા મસ્તક કેરા મોર ! મેલી મુજને અહીં ક્યાં જાશો ?
ઘટે નહીં આવું આમ નઠોર.—મેલી.

હીહો શો પ્રિયતમ ! મુજમાં દોષ ? શાણા ઘટે ન આવો રોષ;
પામું શી રીતે સંતોષ—મેલી.
કહેતા હતા તું હૃદય મારૂં, પ્રાણ મારો એક;
ચતુર શિરોમણિ એ વચનો, શું વિસર્યાં છોડી વિવેક ?
મુજને નહીં કોનો આધાર, કરશે માતપિતા પોકાર;
મારા ગુણ ગણના ભંડાર—મેલી.

૪૫

યમ—શા માટે શ્રમ કરે, સતી ! તુજ પતિ ભક્તિ સાચી ( ૨ )
હવે પુત્રી ! વળ તું પાછી ( ૨ )

સાવિત્રી—સજ્જન કેરા સાથમાં, મેં ડગ ભરીયાં સાત,
મિત્ર ભાવે સુણજો હવે, દીન વનિતાની વાત.
ધર્મ જે વેદ પુરાણે ભણીઓ, મુખ્ય ધર્મ ગ્રહસ્થાશ્રમ ગણીયો,
કૃપાનાથ ! મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી ( ૨ )
વળું મહારાજ ! ક્યમ પાછી ( ૨ )

યમ—સુણી વિવેક ભરી મૃદુ વાણી, થયો પ્રસન્ન અતિ મન શાણી !
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી (૨)—હવે.

સાવિત્રી—" મહારાજ ! મારાં અંધ સાસુશ્વસુર આંખે દેખતાં થાય "

યમ—" તથાસ્તુ. " ભાગ્યવતી ! તું અતિ દૂર આવી,
થાય કોથી મિથ્યા નવ ભાવી—શા માટે.

સાવિત્રી—પતિ સમીપ શ્રમ નહીં જરી, જ્યાં જાયે મમ નાથ,
તપ વ્રત આપ કૃપાવડે, ત્યાં આવું તમ સાથ.
સંગત સજ્જન તણી નથી સોંઘી, મૈત્રી સંત પુરૂષની મોંઘી,
કૃપાનાથ ! મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી (૨)—વળું મહારાજ.

**યમ**—અર્થયુક્ત સંભાષણ તારૂં, બુદ્ધિમાં વૃદ્ધિ કરનારૂં,
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી—હવે.

**સાવિત્રી**—"મહારાજ' મારા બુદ્ધિશાળી સસરાજીને પાછું
રાજ્ય પ્રાપ્તિ થાય"

**યમ**—"તથાસ્તુ." ઉત્તમ વર બે આપ્યાં ભાવે,
હજી પ્રેમદા પુઠળ આવે—શા માટે.

**સાવિત્રી**—સુપાત્ર જન કરતા કદી, સુપાત્રનું સન્માન,
આપુ તો દુશ્મનતણું, પણ સાધે કલ્યાણ.
સત્પુરૂષોની સમાન દૃષ્ટિ, દયા તણી વર્ષાવે વૃષ્ટિ,
કૃપાનાથ! મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી (૨) વળું.

**યમ**—શીતળ વચન સુધાસમ તારાં, તૃષા તૃષાતુરની હરનારાં,
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી—હવે.

**સાવિત્રી**—મહારાજ! મારા પિતાના કુળની વૃદ્ધિ કરનાર,
મારે સો ભાઇ થાય,

**યમ**—"તથાસ્તુ" સાસરીયાનું માન વધાર્યું.
પિયર તણું પણ કાજ સુધાર્યું—શા માટે.

**સાવિત્રી**—પર દુઃખે દુઃખીયા બને, દુખદ હૃદય વિશ્રામ,
ભાઇસો ભારે સંતનો, ઠરવાનું શુભ ઠામ.
સ્વજન માંહી વિશ્વાસ ન લાવે, સજ્જન ઘર પૂછતું સહુ આવે.
કૃપાનાથ! મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી (૨)—વળું.

**યમ**—મધુરાં નવિન વચન સંભળાવ્યાં, અતિશય તેમારે મન ભાવ્યાં,
સત્યવાનના જીવિત વિના કંઇ ઇચ્છિત વર યાચી (૨)—હવે.

**સાવિત્રી**—"મહારાજ! મને મારા સ્વામીથી ઔરસ સો પુત્ર થાય"

યમ—" તથાસ્તુ. " ઘટે ન થાવું અતિવર લોભી,
તજી ખૂક હવે જા અહીં થોભી—શા માટે.

સાવિત્રી—સ્વધર્મ વ્હાલો સાધુને, જે નવ ચૂકે લગાર,
સાંપ્રત ભુત ભવિષ્યની, ગતિ તણા આધાર.
સજ્જન ફરે ન આશા આપી, બોલ્યું અબોલ્યું ન કરે કદાપી,
કૃપાનાથ મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રચી (૨) વણું.

યમ—અમૂલ્ય તારાં વચન વિચારી, વાધે તુજમાં ભક્તિ મારી,
ભગવતી છેલ્લું ઉત્તમ, અનુપમ, ઇચ્છિત વર યાચી (૨) હવે.

સાવિત્રી—પુત્ર તણું મુજને દીધું, પ્રભુ આપે વરદાન,
જીવતદાન દઇ જીવનને, સત્ય કરો ભગવાન.

૪૬

સર્વે— આનંદ અપાર (૨)
ભજવ્યું પવિત્ર ચરિત્ર સાર,
શ્રવણ કરે જે નરને નાર,
પાળશે પ્રેમે સદાચાર;
સફળ કરી તે આ સંસાર,
ભવનિધિ તરી ઉતરે પાર—આનંદ.



## નામદાર વાયસરાય સાહેબ.

બહાદુરના ઓનરેબલ સરજ્યન જનરલ મરહુમ સર લ્યુકીસ પારડી કે. સી. એસ. આઇ. એમ. ડી. ડીરેકટર જનરલ ઓફ મેડીકલ સરવીસવાળા પ્રમુખ હતા તે સ્પેસીયલ રેડ ક્રોસ વોર હોસપીટલ કે જેમાં મેજર ઓનરેબલ સર ઓફ સ્ટેવર્ટ સી. આઇ. ઇ. કલકત્તા તથા મેજર એ. ઈ. વાલ્ટર, આઇ. એમ. એસ. જેવા મોટા નામાંકિત સરકારી ડાકટરો અને અંગ્રેજ અમલદારો વ્યવસ્થાપક છે તે હોસપીટલમાં, રાજા મહારાજાઓમાં, નવાબો, નામદાર સરકારના ધારા સભાના ઓનરેબલ મેમ્બરો, સેશન્સ જજો, કર્નલો, મેજરો, કેપ્ટનો, ડેપ્યુટી ડીરેકટર જનરલ ઓફ પોસ્ટઓફિસ, નામદાર ઇન્ડીઆ સરકારના કામર્સ અને ઇન્ડસ્ટ્રીયલ ડીપાર્ટમેન્ટના આસીસ્ટંટ, સરકારી સીવીલયન ઓફીસર, પોલીટીકલ એજન્ટ, યુરોપીઅન સીવીલ સરજ્યન, લેફ્ટેનન્ટ આઇ. એમ. એસ. એમ. ડી. ની ડીગ્રી ધરાવનારા મોટા ડાકટરો તથા દેશી અને યુરોપીઅન અમલદારો અને ગૃહસ્થોમાં બાદશાહી યાકુતી નામથી જગ જાહેર દવા બહુ વપરાય છે.

# બાદશાહી યાકુતી.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્ય વીકારના તમામ બાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતાન આપે છે, ખરી મરદાઈ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કાંઈપણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળાની ડબી એકના રૂ૦ દશ.

**ડાક્ટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ—**

# જાહેર ખબર.

નીચેનાં પુસ્તકો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી તથા મુંબાઈમાં બુકસેલર એન.એમ. ત્રિપાઠીની કંપની ઠે. કાળબાદેવી રોડ અને અમદાવાદમાં બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેની દુકાનેથી તથા વડોદરામાં બુકસેલર મોહનલાલ મનસુખરામ ઠે. લહેરીપુર દરવાજા પાસેની દુકાનેથી રોકડી કીંમત મોકલી અગર વેલ્યુપેબલ પાર્સલથી મંગાવી લેવાં.

| | | | |
|---|---|---|---|
| ભર્તૃહરિનાટકમોટું(સચિત્ર | ૧-૮-૦ | સદર ગાયન ... | ૦-૨-૦ |
| સદર ગાયન | ૦-૨-૦ | ચંદ્રહાસ નાટક મોટું. | ૧-૦-૦ |
| સુકન્યા સાવિત્રી નાટક મોટું | | સદર ગાયન ... | ૦-૨-૦ |
| (સચિત્ર) | ૧-૮-૦ | કંસવધ નાટકનાં ગાયન. | ૦-૨-૦ |
| સદર નાટકનાં ગાયન | ૦-૮-૦ | વીરબાળાનાટકનાંગાયન | ૦-૨-૦ |
| સતી અનસૂયા નાટક મોટું | | દેવયાનીનાટકનાંગાયન. | ૦-૨-૦ |
| (સચિત્ર) ... | ૧-૮-૦ | રાજતરંગનાટકનાંગાયન | ૦-૨-૦ |
| સદર ગાયન ... | ૦-૨-૦ | વિબુધવિજયનાં ગાયન | ૦-૨-૦ |
| ચાંપરાજ નાટક મોટું. | ૧-૦-૦ | રૂસારણજીતનાટકનાંગા | ૦-૨-૦ |
| સદર ગાયન ... | ૦-૨-૦ | મદાલસા નાટકનાંગાયન. | ૦-૨-૦ |
| રાણકદેવી નાટક મોટું. | ૧-૦-૦ | અંબરીષનાટકનાંગાયન. | ૦-૨-૦ |
| સદર ગાયન ... | ૦-૨-૦ | બલિરાજાનાટકનાંગાયન | ૦-૨-૦ |
| ગજસિંહ નાટક મોટું | ૧-૦-૦ | બુદ્ધદેવ નાટકનાં ગાયન | ૦-૨-૦ |
| સદર ગાયન ... | ૦-૨-૦ | સરસ્વતીનાટકનાંગાયન | ૦-૨-૦ |
| ત્રિયારાજ નાટક મોટું. | ૧-૦-૦ | આવિપ્રાબલ્યનાટનાગા | ૦-૨-૦ |
| સદર ગાયન ... | ૦-૨-૦ | શૃંગીઋષિ નાટકનાં ગા. | ૦-૨-૦ |
| જગદેવપરમારનાટકમોટું | ૧-૦-૦ | પુનર્જન્મ નાટકનાં ગા. | ૦-૨-૦ |